॥ ॐ श्री ॥

श्री मन्नृसिंहाय नमः

# શ્રી સદ્ઉપદેશામૃત.

( પ્રથમ બિન્દુ )



પ્રસિદ્ધ કરનાર.

**શ્રી સ્વધર્મ હિત વર્ધક મંડળ**

તરફથી ગોપાળજી ત્ર્યંબકરામ વોરા–તડકેશ્વર

આવૃત્તિ પહેલી     પ્રત ૧૦૦૦

સંવત ૧૯૬૮     ઈ. સ. ૧૯૧૨

સુરત સોનીફળીઆ રોડ ઉપર આવેલા ધી 'દેશી મિત્ર' એન્જીન પ્રિન્ટીંગ પ્રેસમાં મ. ડી. એ છાપ્યાં.

કીંમત ૦–૨–૦

# अर्पण पत्रि



શ્રી સર્વગુણસંપન્ન શ્રીમાન્ માસ્તર સાહેબઃ—

## રા. રા. મોતીરામ નરભેરામ વ્યાશ.

તડકેશ્વર.

આપ આ ભવાબ્ધી તિમિરનો નાશ કરી ચિતિ પ્રકાશથી ઉજાશ કરી સંસાર રણમાં અથડાતાને આપે અતી શ્રમ લઈ આનંદનાં સ્વરૂપનું ભાન કરાવો છો, આપે આ પુસ્તકમાં તનમનથી શ્રમ લઈ મદદ રૂપ થવાથી હું આપનો અતી પ્રીતી પુર્વક આભાર માનું છું. તેમજ બીજા પણ જન સમુહનાં કલ્યાણાર્થે અનેક કામો કર્યા તેમ છતા આપનો મિલનશાર સ્વભાવ વિદ્વત્તા, જ્ઞાન, સહનસીલતા અને મારા ઉપરની નિઃસ્વાર્થી કૃપાનાં પ્રવાહમાં તલ્લીન થઇ આ લઘુ પુસ્તક ઘણીજ નમ્રતા પુર્વક આપનાં ચર્ણમાં સમર્પણ કરી કૃત કૃત્ય થાઉં છું.

લી૦ આપનો સદાનો દાસ;

**ગોપાળજી ત્રંબકરામ વોરા.**

**તડકેશ્વર.**



જય પાપો, અતી
કરી ... સત્વરથી અ

સ્વરૂપ શ્રીઅન્નૃસિંહાય નમઃ

ૐ શ્રી ॥

શ્રી સદ્ગુરૂ પરમાત્માને નમઃ

# શ્રી સદ્ઉપદેશામૃત.

(પ્રથમબિન્દુ)

## ॥ मंगळ ॥

### પદ ૧ લું.

રાગ કલ્યાણ.

જય જય કર, ભવ ભયહર. વિશ્વના પતિ,
શેવક જાણી દયા આણી દેજો સન્મતિ;
ભક્તજનોને અભય દઇને સુખ દીઓ અતી, ॥ ટેક ॥ જય જય
ચતુર્ભુજ મૂર્તિ આપની હરી! સ્મરી,
શંખ ચક્ર પદ્મ ગદા કર વિષે ધરી;
પીત વસન પહેરી તિલક કર્યું છે કેસરી,
પાપ અમાપ કાપો બાપ કહીએ કરગરી;
આપનો દાસ વીનવે ખાસ આપને સ્મરી;
પાપો કાપો, આપો, શુભ મતિ દઇ શુભ ગતિ દઈ—
કરીએ વિનતી. જય જય કર ભવ ॥ ૧ ॥

(જગન્નાથ)

---

## સંસારરૂપી ચૌટામાંથી વસ્તુ વહોરવા જીવોને ઉપદેશ.

ક્રોધ હણ્યો રે ક્રોધ હણ્યો એ લય.

આવી બજારે માલને ભાઇ? શો હોર્યો છે તે?
બજાર ખુલ્લું છે કયું, સઘળું ભરેલું છે,
શું જોઇએ છે તાહરે જરા તો મુખથી કહે? ॥ આવી ॥૧॥

અનેક વસ્તુ બજારમાં સરવે તપાર
જેની જરૂર છે તાહરે તેને બતાવી ... ... તી ॥ ૨ ॥
પરમાત્મ વસ્તુ હોરવી દુરગુણ ત્યાગીને,
વેપાર એના નામનો કરવાને આવ્યો છે. ॥ આવી ॥ ૩ ॥
શા માટે ગભરાય છે, જરા તો ઉભો રહે,
પરીક્ષા કરવા બતાવજે કોઈ ખરા વેપારીને ॥ આવી ॥ ૪ ॥
સદ્‌ગુણ સદ્‌ગુરૂ પાસથી લઇને ફર્યા કરો નિરભે,
સદ્‌ગુણ સાધક બંધુઓજઇ મળો ઉપેન્દ્રને. ॥ આવી ॥ ૫ ॥

(ગોપાળજી)

---

## પદ ૩જું

### ॥ પોતાના સ્વરૂપને ન જાણનાર આત્મઘાતી છે ?

તારણી તુજથી નથીરે જુદાઇ એ લય.
કોણ હુને અરે આવ્યો હું કયાંથી તજવીજ કરને તેની-
પહેલાથી. ॥ ટેકા ॥
જાણે નહિ જે જન પોતાને જગમાં ગણાય છે આત્મજઘાતી
॥ કોણ ॥ ૧ ॥
અવસર જાય અમૂલ્ય અરે ? આ દુર વ્યસનનો સંગ-
કર્યાથી॰ ॥ કોણ ॥ ૨ ॥
દુર્ગુણ છોડી મનવા મારા. શાન્તિ મળે ગુરૂ શર્ણે ગયા-
થી ॥ કોણ ॥ ૩ ॥
સદ્‌ગુરૂ પ્રાપ્તીથી ભવજળ તરશું, એવીણ બીજે નથી કોઇ-
સાથી ॥ કોણ ૪ ॥

(ગોપાળજી)

---

## પદ ૪થું.

### ॥ ઇષ્ટ દર્શના તુર વૃત્તિના ઉદ્‌ગાર

થયા છોરે પતિ તેજ પ્યારી તનના એ લય.
પ્રભુ ધારે મમ હૃદય કમળમાં દર્શણનો લહાવો,
શુંન્ય હૃદય આ દીપાવીને ઉજવળતો કરશો;
એજ યાચું, પ્રભુ સાચું, બીજું કાચું, તમ દર્શણ વીણ જાણું
વહાલા આજ હૃદય આવો ॥ પ્રભુ ધા ॥ ૧ ॥

...દૂર કરીને શુદ્ધ મતિ દ્યો સાર,
...જાય પાપો, અતિ આપો, પ્રભુ આપો, પતિત જનોની સહાય
કરી પ્રભુ સત્વરથી આવો. ॥ પ્રભુ દ્યો ॥ ૨ ॥
અષ્ટદળ જે હૃદયનાં છે વૃત્તિ ત્યાં ફરતી,
એજ છોડી, ભ્રમ તોડી, દેજો જોડી, હૃદય કમળમાં દરસન
દઇ પ્રભુ ચરણ સમીપ રાખો ॥ પ્રભુ ॥ ૩ ॥
સૌનાં હૃદય પ્રભુ દીપાવીને આનંદ તો કરજો,
પાય લાગું, એજ માગું, નહિ તાગું, સચ્ચિદાનંદ
જે આપ સ્વરૂપ તે હૃદયમાં દરશાવો ॥ પ્રભુ ॥ ૪ ॥
( ગોપાળજી )



## પદ ૫ મું.

### દુર્વ્યસન ત્યાગવાને સદ્બોધ.

મને કૃષ્ણ જોવાના કોડ સહીઅર ચાલોને એ લય.

સુણો ભાઇ મારા કહું વાત, વ્યસનથી દૂર રહો. ॥ ટેક ॥
વ્યસનમાં અવગુણ ઘણા છે ગુણ નથીજ લગાર,
તોપણ એને શાને પીઓ છો, વહાલ ધરીને અપાર.
॥ વ્ય ॥ ૧ ॥
એણે કંઇકને ખ્વાર કર્યા છે, જુઓ તેનાં દૃષ્ટાંત,
શોધીશું તો ભાઇ ઘણાંજ મળશે શાસ્ત્ર વિષે સિદ્ધાંત.
॥ વ્ય ॥ ૨ ॥
જે જન એને વળગી રહ્યા તે લાભ ન પામ્યા કાંઇ,
લાભ ખોળો જો આ સૃષ્ટિમાં છોડજો એને ભાઇ.
॥ વ્યસન ॥ ૩ ॥
વ્યસન માત્રથી દૂર રહ્યાથી મનની શુદ્ધિ થાય,
મન સુદ્ધિથી વૃત્તિ ઉંચી થઇ, હૃદયમાં ધ્યાન ધરાય.
॥ વ્યસન ॥ ૪ ॥
હૃદયમાં જ્યારે ધ્યાન થાય તો અંતરાત્મા ઓળખાય,
આત્મા ઓળખી પરમાત્મામાં સત્વર મંન લલાય.
॥ વ્યસન ॥ ૫ ॥

સઘળા દુર્ગુણ ત્યાગ કરીને પ્રભુ ભજન ક
સહેજ પ્રયત્ને આ ભવસાગર ગુરૂ કૃપાથી તરાય.
॥ વ્યસન ॥ ૬

( ગોપાળજી )



## પદ ૬ ઠું.

### શા માટે ?

ગઝલ. દશા આ શી થઈ મારી.

થયા બે હાલ દારૂથી પીઓછો ભાઇ શા માટે ? ॥ ટેક ॥
ખરાબી થાય ઇજ્જત જાય, છતાં લ્યોછો એ શા માટે ?
બનીને અચેત શું સુતા, નિદ્રા નહિ છોડો શા માટે ?
॥ થયા૦ ॥ ૧ ॥
જાણો અવગુણ એના તોય, પીઓ પ્રીતેથી શા માટે ?
શાણા થઇને મુર્ખવોનાં ધરો અંકુર શા માટે ?
॥ થયા૦ ॥ ૨ ॥
નથી (તમે) નાદાન બંધુ પણ, પડે કહેવુ એ શા માટે ?
સત્વર છોડો એ દુરગુણને, વીલંબ ધરવો એ શા માટે ?
॥ થયા૦ ॥ ૩ ॥
વ્યસન સરવેથી દુર રહેતાં, શીખો નહિ ભાઈ શા માટે ?
સુગુણ ધારી પ્રભુ ભજવા તૈયાર ન થાઓ શા માટે ?
॥ થયા૦ ॥ ૪ ॥

( ગોપાળજી )



## પદ ૭ મું.

### મધુપાન સેવવાથી થતાં ફળ.

ન્યારી સ્થિતિ આ વિશ્વમાં સૌથી એ રાહ.

બુરી દશા આવી અરે ! (જુઓ) આ, સૃષ્ટીમાં મધુપાનીની;
જે પીધામાં બે ભાન થાએ, બુદ્ધિ આ મતી માનની.
॥ બુરી ॥ ૧ ॥

...ોરી શી હતી આ જુઓ કેવા માનવી,
અદૃષ્ય સઘળો તે થઇ એ ખુબી છે મધુપાની
॥ બુરી દશા ॥ ૨ ॥

કપડાં અને બોલીજ જોતાં લાગે છે ઉંચ ભાવની,
તે સર્વ ઉપર ધૂળ થાએ એ મજા મધુપાનની
॥ બુરી ॥ ૩ ॥

સ્વધર્મને ગુમાવી બેઠા આવી હજી ના સાનની,
શૂરત્વ મોભે મૂકીયું એ રીત છે મધુપાનની
॥ બુરી ॥ ૪ ॥

ઉચ્ચ કૂળમાં જન્મ લઇને મતી આ બે ભાનની,
જાગો હવે તો બંધુઓ જુઓ મઝા મધુપાનની
॥ બુરી ॥ ૫ ॥

છોડી મદીરા ચાહો ભાઇ વૃત્તિ તો આ જ્ઞાનની,
મળશે તે પૂર્ણ અંશમાં કૃપા થશે ભગવાનની
॥ બુરી ॥ ૬ ॥

( ગોપાળજી )

## પદ ૮ મું.

### દુર્વ્યસન દૂર સદ્બોધ.

આજ કરી લ્યો, આજ કરી લ્યો કર્તવ્યોને કરી લ્યો આજ
એ રાહ

દૂર કરોને દૂર કરોને દુરગુણને દૂર કરજો ભાઇ, દુષ્ટ વ્યસનથી
દૂર રહેશો તો થાશે પ્રભુથી સાચી સગાઇ. ॥ ટેક ॥

નીચ વ્યસનની સંગતી કરી, નીચ વૃત્તિમાં તો લાભ શો ?
વિચાર આવે એવો જો કદી દારૂથી તો દૂર ખસો;
દારૂ અને તાડી વીગેરે માંસ આદિક છોડશો,
જેમાં તમારૂં હીત સાચું તેને સત્વર ખોળશો ॥ દૂર ॥ ૧ ॥

નીચ વ્યસન જેણે કર્યું તે આસુરી સંપત્તિને,
ગ્રહણ કરશે જે જનો તે ભોગવે આપત્તિને;
આસુરી માયા ત્યાગીને દેવી વિષે ચિત્ત જોડજો,
કલ્યાણ ચાહો આપણું તો દુર્વ્યસનને છોડજો.
॥ દૂર કરોને દૂર કરો ॥ ૨ ॥

અવગુણ એના જોઇને સત્વર ગતીથી છોડજો,
દુર્ગુણ ત્યાગ કરી અને સ્વધર્મમાં ચિત્ત જોડજો;
જુઓ ખરાબી જે થતી દુર્ગુણથી તે ન્યાળીને,
છોડો જરૂરથી ભાઇ એના અવગુણોને ભાળીને ॥ દુર ॥ ૩ ॥
અવગુણથી ગુણ દુર રહે, વીરોધી એનો તો થયો,
ગુણ તો અવસ્યેજ આવશે, અવગુણ જ્યારે દૂર ગયો;
ગુણ ગ્રહણ કરનારા તમો પ્રભુ ધ્યાનમાં વળગી રહો,
કારજ સકળ તમ સિદ્ધ થાશે સામર્થ્ય સાચું (તમે) રખો.
દૂર કરોને દૂર કરોને ॥ ૪ ॥

( ગોપાળજી )

---

## પદ ૯ મું.

### ॥ સાતવાર ॥

મારા સ્વામી બોલોને વ્હાલા એ લય.
રવિવારે રામ ભજો ભાઇ, અવસર આતો એળે નહિ જાઇ,
વ્યસનમાં લાભ નથી કાંઈ, હરીજનો શીખ લેજો સારી ॥ ટેક ॥
સોમવારે શું શુંરે કરવું, પ્રભુ ભક્તિમાંહી ચિત્ત ધરવું;
તેથી થાશે ભવસાગર તરવું ॥ હરીજનો ॥ ૧ ॥
મંગળવારે મનને વશ કરજો, વશ કરી નીતિ રીતી ધરજો;
ભક્તિ કેરા પંથ માંહી પળજો ॥ હરીજનો ॥ ૨ ॥
બુધવારે બુદ્ધિ ઉંચી થાશે, જીવત્વનો ભ્રમ જરૂર જાશે;
લીલા લહેર ત્યારે થઇ જાશે. ॥ હરીજનો ॥ ૩ ॥
ગુરૂવારે ગુરૂગમને લેજો, સ્વધર્મમાં ચિત્ત જોડી દેજો;
અવસરનો લાભ નિશ્ચય લેજો. ॥ હરીજનો ॥ ૪ ॥
શુક્રવારે શીખ માનો સારી, ઉત્તમ કાર્ય તણા અધિકારી;
વિનંતી સુણજો અમારી. ॥ હરીજનો શીખ ॥ ૫ ॥
શનિએ તો આત્મ શોધન કરજો, ગુરૂ શોધી ભવસાગર તરજો;
કર્તવ્ય આપતણું કરજો- ॥ હરીજન ॥ ૬ ॥
સાતે વાર ગુરૂગમ ગાયા, મળ્યા જ્યારે મુને ગુરૂરાયા
આવા ગમન ત્યારે મટી જાય—॥ હરી ॥ ૭ ॥

(જગન્નાથ)

## પદ ૧૦મું.

### હરી ભજન કરવા વિષેસદ્ બોધ.

કામ છે દુસ્ટ વિકારી આહા? પ્રભુ એ લય.

પ્રભુ ભજન કરભાઇ? મન? તું હરી ભજન કરભાઇ- ॥ ટેક ॥

હરી ભજનથી આનંદ થાશે, દુઃખ સરવે દુર જાઇ
મનતું ॥ ૧ ॥

પ્રભુ ભજનથી કંઇ જન તરીઆ, આરે જગતની માંહી.-
॥ મન ॥ ૨ ॥

ધ્રુવ પ્રલ્હાદને અમરીષ રાજા તરી ગયાં મીરાંબાઇ ॥ મ ॥ ક ॥

નરસિંહ મેહેતા પણુ પ્રભુ ભજ નથી સ્રુષ્ટીમાં નામ-
ગવાઇ ॥ ૪ ॥ ૪ ॥

રોહીદાસને ધના ભગત પણુ. ભક્તિથી ભવતરી જાઇ ॥ મન ॥ ૫ ॥

ભક્તિ તણી જે નાવમાં બેઠા સદ્ગુણ શુકાન સ્હાઈ॥ મન ॥ ૬ ॥

ગુરૂ ખેવટીઆ સહાય કરે તો, તરીને પાર જવા ઇ, ॥ મન ॥ ૭॥

માટેમન તું સદ્ગુરૂ કરી લે, ત્યારે આત્મા ઓળખાઈ॥ મન ॥૮॥

(ગોપાળજી)

---

## પદ ૧૧મું.

### ઈષ્ટ પ્રતિ સન્મતિ પ્રાપ્ત કરવા વિનંતી.

ગીરધારીરે વાત કહું તે વિચારો એ લય

ગુરૂ મારારે સુણજો આજ વિનંતી, દાસજાણી દેજો સન્મતિ;
પ્રભુ અમનેરે દુર કરો દુરગુણથી દાસ જાણી દેજો સન્નતિ ॥ ટેક ॥

આ શેવક જાણી તમારારે, કાર્ય સિદ્ધ કરો અમારાં રે;
નિત્ય નિત્યે રે કરજો સર્વની ઉન્નતિ ॥ દાસ જાણી ॥ ૧॥

વૃત્તિ શુદ્ધ કરજો અમારીરે, નીતિ રીતી દેજો સારીરે;
જેથી સુધરેરે આજ અમારી મતી. ॥ દાસ જાણી ॥ ૨ ॥

વ્યસન દુઃખ દીએ અપારરે, એમાં કાંઇ નથી જડગો સારરે;
તમ કૃપારે વરસાવો જગપતિ. ॥ દાસ જાણી દેજો ॥ ૩ ॥

આપ કૃપા થકી ઉગરશુંરે, સહેજે ભવસાગર આ તરસુંરે;
તમ વિનારે બેલી મારો કોઇ નથી. ॥ દાસ જાણી ॥ ૪ ॥

## પદ ૧૨ મું.

### નિર્વ્યસનીની કમાણી.

હુ સોનારણ મદમાતી એ લય.

તમે જાણો છો કે ભાઇ, મેં શું કરી કમાઇ;
નાનો કે અજ્ઞાન ગણીને હાસ્ય ન કરશો કોઇ.
મેં હામ ભીડી છે મોટી, થતી ખરાબી જોઇ, ॥ તમે ॥ ૧ ॥

દારૂને દૂર કરીને ભાઇ, સત્ય માર્ગ ને ઝાલ્યો;
તાડી માસને ત્યાગ કરીને, સવળે માર્ગે ચાલ્યો. ॥ તમે ॥ ૨ ॥

નીતિ રીતી મુજમાં આવી, નિર્વ્યસન પ્રતાપ;
હવે કદી એ સાચી દૃષ્ટી, કરીશ ન પોતે આપ. ॥ તમે ॥ ૩ ॥

પૈસા ઘરના મારા બચ્ચાને, બુદ્ધિ ઉત્તમ થઇ;
તેથી બીજી અધીક શું કરવી, કહો ભાઇ કમાઇ. ॥ તમે ॥ ૪ ॥

ઘેલો કે ગાંડો ગણો પણ, આવી મારી કમાઇ;
પ્રભુના દાસ થઇને રહીશું, આ સૃષ્ટીની માંહી. ॥ તમે ॥ ૫ ॥

(બાબર.)

---

## પદ ૧૩ મું.

### દુર્વ્યસન ત્યાગ કરેલ વ્યકતીની ચુકતી.

પિતાજી આ કોપ તમે શો કર્યો એ લય.

અરે ? બંધુઓ જ્ઞાનને લેજો, સત્વરથી વ્યસનને છોડીદેજો;
જ્યારથી એનો સંગ મેં છોડયો, પ્રભુએ નીજ પદમાં જોડયો.
॥ ૧ ॥

હૃદય શુદ્ધ આજ થયું મારૂં, પ્રભુતણું નામ લાગે પ્યારૂં;
બુદ્ધિ મારી ઘણી ઉત્તમતો થઇ, કુમતી મારી તરતજ ગઇ.
॥ ૨ ॥

પૈસા મારાનોરે બચાવ થયો, ગુરૂજ્ઞાનમાં હવે જઇશ વહેલો;
માટે બંધુ મારા જરૂર છોડો, છોડી ચિત્ત પ્રભુ ભજને જોડો.
॥ ૩ ॥

ગુણ છોડયાથી જે મુજને થયો, તે તો તમ આગળ આજ કહ્યો;
હવે છોડો, છોડો, તમે વહાલા વ્યસન દૂર કરી લ્યો અમૃત પ્યાલા.
॥ ૪ ॥

માટે મારા વહાલા ત્યજીને વ્યસન, હૃદયમાં કરો નિત્ય પ્રભુ દરશન;
( મગનલાલ )

## પદ ૧૪ મું.

### દુર્વ્યસનથી થતી ખરાબી.

સદા તારો ખુબ છે દહાડોરે. એ લય,

દારૂએ દીવાના કીધારે, બળ બુદ્ધિને હરી લીધાંરે; ॥ ૧ ॥
આગળ તમે કોણ હતા ને આજ બન્યા કેવા દાસ.
તેનો વિચાર કરીને જુઓ તો રહ્યા નહિ કાંઇ માસ;
નજરથી જોઇલિયો સીધારે, ॥ દારૂએ ॥ ૧ ॥
સમર્થ મોટા વીર હતા તે રંક થઇ બેઠા આજ,
મૂળસ્થિતિ જ્યારે ભૂલી ગયા ત્યારે, બગડયું સરવે કાજ.
રામ રસ જેણે ન પીધારે ॥ દારૂએ ॥૨ ॥
તનજ બગડયું, ને મનજ બગડયું, ધનજ બગડયું સાર,
શુરવીર સ્થિતિ મૂકીરે દઇને, થઇ બેઠા લાચાર;
અમલપર અમલ લીધારે. ॥ દારૂએ ॥ ૩ ॥
જે,રે, માતાએ નવ માસ રાખ્યો, ગર્ભ વિષે નીરધાર
તે,રે માતાને ગાળોજ દે છે (તેના) અવતારને ધિક્કાર;
પિતાને તિરસ્કાર દીધારે. ॥ દારૂએ ॥ ૪ ॥
જન્મ જો સફળ કરવો હોય તો, મંડળે* નોંધાવો નામ;
નીતિ માર્ગને અનુસરશો તો, સિદ્ધ થશે સૌ કામ;
મન હોય જેહનાં વિંધ્યાંરે. ॥ દારૂએ દીવાનાં ॥ ૫ ॥
બળતો બાળ પોકાર કરૂં છું, ક્ષમા કરો હે ? ભાઇ,
નીંદા નથી પણ સ્તુતિ કરૂં છું, સુધરવાને જાય;
તેણે અમૃતરસ પીધારે. ॥ દારૂએ ॥ ૬ ॥

( જગન્નાથ )

---

## પદ ૧૫ મું.

### દુર્વ્યસનોના સંગ કરનારને સિંહાવલોકન પ્રબોધ.

બાળકો ગુમાવ્યાં નારી ફંદમાં ફસીને એ લય

કર્તવ્યો ગુમાવી બેઠા, વ્યસનમાં પચીને. ॥ ટેક ॥
શું કરવાને આવ્યા આજ, કરવા લાગ્યા ઉંધા કાજ,
સમજો હવે વ્યસનબાજ, સુઓ નાહ નચીને. ॥ કર્ત ॥ ૧ ॥

---

* સ્વધર્મ હિતવર્ધક મંડળમાં નિર્વ્યસની જનોનું મંડળ એક સ્થળે મળી હિતના વિચાર કરે છે.

ગર્ભ વિષે કીધો જે કોલ. યાદ નથી, શું તારો બોલ;
યાદ હોય તો હરીને બોળ, સત્પ્રયત્ને મચીને ॥ કર્ત ॥ ૨ ॥
જો પ્રભુનું ધ્યાન થાય, જગતમાં જીવ્યું ગણાય;
નહિ તો માયામાં તણાય, વ્યસનમાં પચીને ॥ કર્તવ્યો ॥ ૩ ॥
(ગોપાળજી)

## પદ ૧૬ મું.

### દૈવી સંપત્તિ ધારણ કરવા પ્રબોધ.

તુજ ગતિ પ્રભુજી સૌથી ન્યારી. એ લય.

ધરો, સન્મતિને આજ ભાઇ; જેથી દુઃખ સરવે દુર થાયે ॥ ટેક

સાખી.

સન્મતિ જ્યાં આવી રહે, ત્યાં દુઃખ છે નહિ લેશ;
છૂટો પડી આ જગતથી, પ્રભુ સમીપે બેસ. ॥
સૃષ્ટીમાં જે સુખકારી, નીતિ રીતી લેજો સારી;
(હવે) નહિ જોશો જગત્ ભવાઇ, ॥ ધરો સન્મતિને આજ
ભાઇ ॥ ૧ ॥

સાખી.

હૃદય કમળ જે આપણું, તેમાં (જો) ધ્યાન ધરાય
તો સાધક મટી સિદ્ધમાં, મન જરૂર વીલાય,
ગુરૂ કને જાશો જ્યારે, સમજ એ પડશે ત્યારે;
એ તો અગમ પંથ કહેવાય ॥ ધરો સન્મતિ ॥ ૨ ॥
( ગોપાળજી )

## પદ ૧૭ મું.

### દુર્વ્યસનથી દુર રહેવા પ્રબોધ.

કપટમાં આ કાઢયો સાર, દેશનિકાલ થાય છે એ લય.

સુણોને સર્વ સભાજન, દારૂમાં શું મોહ્યું મન ॥ ટેક ॥
ખરાબ થાય ઉત્તમતન, બગાડે છે આપણું મન;
વિચારી લેજો સત્ય વચન ॥ સુણોને સરવે ॥ ૧ ॥
તાડીએ બગાડયું કાજ, હરી લીધી છે સર્વે લાજ;
હરણ થાય છે તેમાં ધન. ॥ સુણો ॥ ૨ ॥

...જ્ઞાન આવે, પ્રભુ ભજન કરીલ્યો ભાવે;
... થાય ... જેથી મન, ॥ સુણો ॥ ૨ ॥
...ધર્મમાં જોડો ચિત્ત, કરવું હોય આપણું હિત;
એમ કહે છે મુનીજન, ॥ સુણોને સર્વ ॥ ૪ ॥
( જગન્નાથ )

## પદ ૧૮ મું.

### દુર્વ્યસનથી કાયર થએલા જનની ઉક્તિ

પીલુરાગ ઇસતાનધનકી કોનખડાઇ એ લય.

દારૂથી પ્રભુ મુજને બચાવો, ભક્તિ અમૃત રસ પ્યાલો પાઓ
॥ ટેકો ॥
બુરી દશા મારી એણે કીધી છે, સંપતિ મારી સરવે લીધી છે.
દારૂ ॥ ૧ ॥
દારૂએ દુશ્મન છે મારો, એના થકી પ્રભુ મુજને ઉગારો,
દારૂ ॥ ૧ ॥
સૈન્ય ચઢી ચઢી એનું આવે, મારા ઉપર તે અમલ બજાવે.
વહાલાં તે વેરી થયાં મારાં, કોને જૈને કરૂં હું પોકારો
( મગનલાલ )

## પદ ૧૯ મું.

### હૃદયમાં ઇષ્ટદર્શનાર્થે સાધકોને આમંત્રણ

વારે લાલા, મોહન બંસીવાલા, એ લય.

સાધક આવો, હેતેથી ગુણ ગાઓ, પ્રભુને રીઝાવોનેઃ-
આવો આવો, સાધકો સહુ આજે, હે..........
ગુણ ગાવા પ્રભુના હિત કાજે હે...............
પ્રભુના ગુણ ગાવાં, આનંદમાંહી ન્હાવા;
આ આવો, મનાવો, રીઝાવો, ખેલાવો, ॥ સાધક આવો ॥૧॥
એક ચિત્તે હરીનું સ્મરણજ કરીએરે, હૃદય કમળમાં નીત્ય
ધ્યાનજ ધરીયે, સંકલ્પો શુભ કરીએ, પ્રભુને.
નિત્ય વરીએ, હૃદ આવો, ગુણ ગાવો, લઇ લ્હાવો,
શાંત થાઓ ॥ સાધક આવો ॥ ૨ ॥
(નરોતમ)



## પદ ૨૦ મું.

### હૃદય કમળમાં દર્શણ દેવા ઇષ્ટશ્રીને વિજ્ઞપ્તી.

કનરો.

આ. રમ્ય હૃદયે આવો પ્રભુ મારા, પ્રીતે સ્વીમારો પ્રણામ
અમારા. ॥ટેક॥
શુન્ય હૃદય આ સુનું થયું છે, ચિત્ દ્યુતિથી દીપાવોને પ્યારા,
આવો પ્રભુ મારા. ॥ ૧ ॥
નાથ તમોવીના ચેન પડે નહિ, પલ એકના પ્રભુ રહેશો
ન્યારા. ॥ આવો પ્રભુ મારા ॥ ૨ ॥
વૃત્તિ પ્રીયતમ! પ્રીયતમ! ગાએ, આં સુથીભીંજે છે નયન
અમારાં ॥ આવો પ્રભુ ॥ ૩ ॥
જળ વિણ મચ્છની જે દશા થાયે, તે દશાનાથ, ના, ( જો )
ચર્ણો તમારાં. ॥ આવો પ્રભુ ॥ ૪ ॥
ટળવળતા મીન સામું નિહાળી. વરસાવોને અમીરસ ધારા.-
॥ આવો પ્રભુ માર ॥ ૫॥
સાધક જનની વિનતી સુંણીને, આજ વ્હારે પ્રભુ આવો.-
સંવારા ॥ આવો ॥ ૬ ॥
(ગોપાળજી)

---

## પદ ૨૧ મું.

### ઈષ્ટ દર્શના તુર વૃત્તિના ઉદ્દગાર.

વારી જાઉંરે સાવરીઆ તોપે વાર નારે ॥ લય- સોરઠ
મારા મનના માન્યા નાથ ? હૃદયમાં આવશોરે,
પ્રભુજી કોમળ ચરણો તમારા.ત્યાં ઠમકાવશોરે ॥ ટેક
તમકાજે પ્રભુ હૃદય આમારૂં સ્વચ્છ [કરૂં છું આજ સવારૂ.
ધ્યાન ધરૂં છું તમારૂ (ચિદ) દ્યુતિ પ્રકટાવશો હે. ॥ ૪ ॥ ૧ ॥
નાથ નીરખવા તમને આજ તનમન શુંરૂ કરૂં મહારાજ
બાનાની ધરી લાજ હૃદય(ને) દીપાવશોરે ॥ ૪ ॥ ૨ ॥
હવે હરી નહિ વિલંબ ધારશો કાર્ય સેવકનાં સત્વર કરશો;
અંકમાં પ્રભુ ધરશો તો મન ભાવશોરે. ॥ ૪॥ ૨॥ ૩॥

...તી વેગે સુણીને વહાલા, સાધકના આ કાલાવાલા;
દઈ દરસન હવે લાલા ! (હૃદય) કમળશો ભાવશોરે ॥ ૪॥૨ ॥ ૪ ॥
તિમિરને હવે દુર કરીને, ગાંડો ઘેલો પણ દાસ ગણીને;
ઉપેન્દ્ર પ્રભુ ! કરૂણા જળને વરસાવશોરે ॥ ૪ ॥ ૨ ॥ ૫ ॥
(ગોપાળજી)

## પદ ૨૨ મું.

### અન્ય સ્થળેથી વૃત્તિને હૃદયમાં વાળવા સુબોધ.

પામ્યો પામ્યો પદમણી નારી હો, એ લય.

આજ વૃત્તિ હૃદયમાં વાળી હો, દેજો આનંદ દેવ મોરારી;
સચ્ચિદાનંદ જે આપ સ્વરૂપ તે, હૃદયમાં હવે દરસાવી દોને;
પાજો જીવન રસ વારી હો. ॥ દેજો આનંદ ॥ ૧ ॥
ચે'ન નહિ હવે એવીણુ પડતું, નાથ નિરખવા મન વલવલતું;
વૃત્તિ આજ અમારી હો; ॥ દેજો આનંદ ॥ ૨ ॥
આપ કૃપા કરી હૃદય પધારો, અંતરનું સામર્થ્ય વધારો;
શિશુનાં દુઃખ નિવારી હો. ॥ દેજો ॥ ૩ ॥
આપ ચરણુથી આનંદ થાશે, મંગળકારી સુયશ ગવાશે;
(જવ.) મળશે કૃપાજ તમારી હો. ॥ દેજો ॥ ૪ ॥
હૃદય વાટીકા પીયુ વિનાની, જોઇ વૃત્તિ આ થાય દીવાની;
હવે તે શુષ્ક થનારી હો. ॥ દેજો આનંદ ॥ ૫ ॥
કરૂણાવારીથી પ્રફુલ્લીત કરશો, બાળકને નીજ અંકમાં ધરશો;
અમૃત દૃષ્ટી પ્રસારી હો. ॥ દેજો આનંદ ॥ ૬ ॥
ગાંડો ઘેલો પણ દાસ તમારો, ગ્રહો (મેં) પાલવ તે નહિ
તજનારો; ઉપેન્દ્ર કરો જયકારી હો. ॥ દેજો ॥ ૭ ॥
( ગોપાળજી )

## પદ ૨૩ મું.

### મનુષ્યની ઇચ્છા પૂર્ણ થવા ઈષ્ટ પ્રત્યે યાચના.

જુનું રે થયું દેવળ પડીને ગયું રે મારૂં હંસલું નાનું, એ લય

લેજો અરજીરે મારી સુણો, અરજી, વહાલા દયાના નિધિ
મારી લેજો અરજી ॥ ટેક ॥

પંચ વિષયો હવે સરળ કરીને વહાલા,
મન માગ્યો હવે મુને દેજો વરજીરે ॥ વહાલા દયાના ॥ ૧ ॥
કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર,
અમલ બજાવે નહિ મુજપરજીરે ॥ વહાલા ॥ ૨ ॥
દુર્ગુણ મારા હવે દુર કરીને વહાલા,
ગણીને પોતાનો, શીર કર ધરોજીરે ॥ વહાલા ॥ ૩ ॥
આપ કૃપાથી હવે કટી અમે બાંધીરે
મદદ આવીને પોતે તમે કરજોજીરે ॥ વહાલા ॥ ૪ ॥
દુર નહિ ખસું વહાલા માગ્યું મળ્યા વિણ,
આપો કે ન આપો, પ્રભુ! આપ મરજીરે ॥ વહાલા ॥ ૫ ॥
આપનાં બાળક ગણીને પ્રભુજીરે,
ચરણે રાખો હવે સુણી અરજીરે. ॥ વહાલા ॥ ૬ ॥
(ગોપાળજી)

## પદ ૨૪ મું.

## દુરવ્યસનથી દુર રહેવા પ્રબોધ.

સુંદર સામલીયા એ લય.

સદ્‌ગુણી બંધુ! મારા, વ્યસન થકી દૂર રહેજો;
ચક્ષુ તણા તારા, જ્ઞાનજ એવું લેજો ॥ સદ્‌ગુણી ॥ ટેક ॥
વ્યસનથી કંઇક ખ્વાર થયા છે.
ધન, ધામ, સુત, વિત્ત, સર્વ ગયાં છે;
માલ વિનાના થઇને રહ્યાં છે,
પસ્તાઇ દુઃખના માર્ગે વળ્યાં છે.
માટે (તમે) છોડજો પ્યારા ॥ સદ્‌ગુણી ॥ ૧ ॥
સદ્‌ગુણનું લેશ નામ ન જ્યાં છે,
યમનો વાસો નિશ્ચય ત્યાં છે;
એવો ગુણ એ વ્યસનમાં છે,
માટે એને રાખો ન પાસે;
(સ્વ) ધર્મે અનુસરનારા ॥ સદ્‌ગુણી ॥ ૨ ॥
પ્રભુ ભક્તિ કરી ભવ જળ તરજો,
વેગથી ગતિ ગગનમાં કરજો;
ત્યાંજ અહોનિસ આવી ઠરજો,
અમૃત રસના ઘુંટડા ભરજો;
સ્થાનક એજ તમારાં ॥ સદ્‌ગુણી ॥ ૩ ॥

... વેગે કરીને,
... નજ નિલયનમાં [1]ધરીને;
... સાચો પ્રબળ કરીને,
ઉપેંદ્ર પ્રભુને ત્યાંજ વરીને;
કાર્ય સકળ કરનારા. ॥ સદ્ગુણી ॥ ૪ ॥

( જગન્નાથ )

## પદ ૨૫ મું.

### સત્સંગમાં પધારવા સજ્જને આમંત્રણ.

આવજો, આવજો, આવજોરે, શ્યામ મારે મંદીરે આવજો એ લય
આવજો, આવજો, આવજોરે, સર્વ બંધુ સત્સંગ માંહી આવજો,
સતસંગ માંહી તો સાર ઘણો છે, (માટે) સર્વે હરીજનોનો
લાવજોરે ॥ સર્વ બંધુ ॥ ૧ ॥
સતસંગથી કંઈક તર્યા છે, માટે સતધુન જગાવજોરે
॥ સુર્વ ॥ ૨ ॥
સર્વ બંધુ એક સંપે મળીને, આનંદ ઉર ઉભરાવજોરે
॥ સર્વ ॥ ૩ ॥
એકત્ર થઇને આરે જીવનમાં, અનુભવે પ્રેમ જગાવજોરે
॥ સર્વ ॥ ૪ ॥
ભ્રાતૃભાવ બંધુ ભાવ સર્વમાં ધરીને, ( શુભ ) સંકલ્પ બળ
ચલાવજોરે ॥ ૫ ॥
અંતરથી સહુ પ્રાણી માત્રનું, દુઃખ જોઇ હૃદય ઓગાળજોરે
॥ સર્વ ॥ ૬ ॥
જીવ માત્ર પર દયા ધરીને, કૃપા વૃષ્ટી વરસાવજોરે
॥ સર્વ ॥ ૭ ॥
વ્યસન દૂર કરી, જ્ઞાન હૃદય ધરી, સ્વધર્મે નાંમ નોંધાવજોરે
॥ સર્વ ॥ ૯ ॥
ઉપેંદ્ર પ્રભુનું સ્મર્ણુ કરીને, આત્મબંધુ તો કહાવજોરે
॥ સર્વ ॥ ૯ ॥

( ગોપાળજી )

---

[1] માગો.

## પદ ૨૬ મું.

### હૃન્મંદિરમાં દર્શન કરવા સજ્જનને આમંત્રણ.

સીતાના મહિનાનો રાગ.

હૃન્ મંદિરમાં વસ્યા નાથ, ચાલો જોવા કારણે,
જઈ વસીએ કલીકા માંહ્ય, હૃદયને બારણે. ॥ ૧ ॥
વહાલો વહાલ ધરીને અપાર, દર્શણ દેવા આવશે,
ભાવે પ્રેમ તણાં પકવાન, સખા સારૂં લાવશે. ॥ ૨ ॥
વહાલે કંઇકનાં કીધાં છે કામ, ભક્તજન તારીઆ,
તેમ આપણે રાખી હામ, પ્રભુને સંભારવા. ॥ ૩ ॥
કેડ બાંધી ભજો ભગવાન, સત્તા સર્વમાં (જે) રહી,
એના વીણ નહાલો ઠામ, જુઓ સર્વમાં જઈ. ॥ ૪ ॥
ભક્તોની લેવાને સંભાળ, અવતાર લીધા ઘણા,
નહિ શરમ ધરેરે લગાર, પ્રભુ સુલક્ષણા. ॥ ૫ ॥
તંજ પ્રભુ આવીને આજ, કાર્ય સહુ સિદ્ધ કરે,
ઉપેંદ્ર પ્રભુ તમ બાળ, ધ્યાન હૃદય ધરે. ॥ ૬ ॥
(ગોપાળજી)



## પદ ૨૭ મું.

### શ્રી ઇષ્ટ અનુગ્રહ મળતાં સંવ પ્રાપ્ત થાય છે.

વહાલા વેગે આવોરે, દયા દીલ લાવોરે એ–લય.

સુખ સિંધુ રેલાતોરે, કહી ના શકાતોરે; ભાગ્ય મારાં
ખુલીઆંરેજી,
દુઃખ સહુ દૂર ગયાં છે આ વાર, ॥સુખ સિંધુ ॥ ટેક ॥

સાખી.

અનુકુળ સૌ મુજને થયું, પ્રતિ કુળ લેશન થાય;
મુજ શિરપર ગાજી રહ્યા, સમર્થ સદ્ગુરૂ રાય.
સુખમાં કેવળ મુજ દીનો, હવે તો વહ્યા જાય.
હું ચિતિ સમુદે નહાતોરે. ॥ ભાગ્ય મારાં ॥ ૧ ॥

### સાખી.

[illegible] અનુકુળ ગણું, પરત્મા પણ તેમ;
સંબંધી જન અનુકુળ લહી. રહે છે આનંદ હેમ,
ઇષ્ટ કૃપા મળતાં હવે રહીશું કુશળ ક્ષેમ.
(હવે) બીજું કંઇ ના સ્હાતોરે. ॥ ભાગ્ય મારાં ॥ ૨ ॥

### સાખી.

અહો મુને સુખ અર્પવા, આવ્યા છે આ વાર.
મુજ શિરપર આવી રહી, કરતા જય જયકાર;
આ કારણુ શ્રી ઇષ્ટની, કૃપાતણો ચમત્કાર.
(થયો) ઉપેંદ્ર પ્રભુમાં માનોરે. ॥ ભાગ્ય મારાં ॥ ૩ ॥

( ગોપાળજી )

---

## પદ ૨૮ મું.

### પંચ વિષયે ભટકતા મનને પ્રબોદ.

દુઃખ દર્દથી દીલડું અતી એ લય.

હે મન ? તું ઘેલાની થઇ, આ જકતમાંહી ફરેજ શું ?
નાના વિભવો જોઇને, સુખ તેમાં શું ધરે;
અળગા થશે એ આખરે, મોહ એમાં ધરેજ શું ॥ હે મન ॥ ૧ ॥
મરૂ સ્થળને તો જોઇને, મૃગલું તું આમ ફર્યા કરે;
જુઠું જાણીને ચેતજે, મિથ્યા મથીને મરેજ શું ? ॥ હે મન ॥ ૨ ॥
નથી આ વિભવો તાહરા, આવે ન તારા કામમાં
જુદાજ છે તુજ કારણો, શીદ ભારને વહેજ તું ? ॥ હે મન ॥ ૩ ॥
દૈવી વિભવો ભોગવી, આસુરી જલદી ત્યાગીને;
ચોટજ એવી લાગવી (એ) સદ્‌ગુરૂ વિના મળેજ શું ? ॥
હેમન ॥ ૪ ॥
સદ્‌ગુરૂને ઝટ શોધી લે, કર્તવ્ય તારૂં કરીજ દે;
ઉપેંદ્ર પ્રભુ સ્મરીજલે, આનંદે આવી ભળેજતું ॥ હેમના ૫ ॥

(ગોપાળજી)

## પદ ૨૯ મું.

### ભેરવી.

અરે મન મારૂ થયુરે મસ્તાન ॥ થયું રે મસ્તાન મન આ થયું રે મસ્તાન ॥ અરે મન મારૂં થયું રે મસ્તાન ॥ ટેક ॥
નાથ નીરખવા મસ્ત થયું છે રે, ભુલી ગયું તન ભાન ॥ થયુરે મસ્તાન. ॥ ૧ ॥
ગગન મંડળની ગુહામાં જઇને રે કરે પ્રભુનું ગાન. ॥ થયું ॥ ૨ ॥
ગુપ્તનાદએ ગુહામાંહી થાતોરે, સુણી થયું ગુલતાન. ॥ થયું- ૪ ॥ ૨ ॥
અહં બ્રહ્માસ્મિ ગુરૂ વાક્યનું રે, લાગી રહ્યું છે તાન ॥ થયું ॥ ૪ ॥
ઝીણે ઝીણે શબ્દે તત્વમસિનું રે. થઇ રહ્યું છે ગાન. ॥ થયું ॥ ૫ ॥
સદ્‌ગુરૂ શબ્દે મસ્ત બન્યું છેરે, (નીજ) સ્વરૂમાં બેભાન ॥ થયું રે ॥ ૬ ॥
ઉપેંદ્ર સદ્‌ગુરૂ (ની) કરૂણા થઇ ત્યાંરે રહ્યું નહિ કંઇ ભાન. ॥ થયું ॥ ૭ ॥
(ગોપાળજી)

---

## પદ ૩૦ મું.

### પ્રિયતમ વિયોગથી વ્યાકુળવૃત્તિના વિરહોદ્‌ગાર. ॥

અપને ખ્વાજાકીમેં જોગનબનુ રે ॥ એ લય.
પ્રિયતમ ? વિના હું ઘેલી ફરૂં રે, ઘેલી ફરૂં, થઇ ગાંડી ફરૂંરે । પ્રી ।
પ્રિયતમ ? પ્રિયતમ ? વૃત્તિ કરેરે, પત્તો મળે નહિ ક્યાંય......
હૃદય કમળને શોધું જઇને, ભાળ મળી નહિ ત્યાંય, ॥હું॥૧॥
ત્યાંથી તરતજ નિસરી હું, કંઠ કમળમાં ભરાઇ,
ત્યાં પણ શોધ જડી નહિ હા ! ગભરામણ અતી થાય. ॥હું॥૨॥
કંઠ કમળથી ત્રીકુટીમાં જઇ, ધ્યાન લગાવ્યું ત્યાંય,
તો પણ પ્રિયતમ ? નહિ જડયારે, હાય ! હવે શું થાય. ॥હું॥૩॥
મુર્ધ કમળને જ્યારે મેં શોધ્યું, આનંદ ત્યાં વરતાય,
પ્રભુ દર્શણુથી અલૌકીકજે, સુખ કહ્યું નવ જાય. ॥હું॥૪॥

… તેમ દયા કરી મુજ, અણું અણું જીવન ભરાય,
… જ મુ… દધી તે, ઉપેંદ્રહરીથી મળાય. ॥હું॥૫॥
(ગોપાળજી)

---

## પદ ૩૧ મું.

જય જય જગપતી જય મહા માય ॥ એ લય

જય જય થાઓ આ સભા જનની, ઋષિઆશિશ દૃષ્ટે અંતરની
દીન પ્રતિ દીન વૃદ્ધિને પામો, અંતરનું બળ વિશેષ જામો;
ધારી મતિ આ તનમનની. ॥ જય જય થાઓ ॥ ૧ ॥
વૃત્તિની એકાગ્રતા કરજો, પ્રભુનું નિત્ય ધ્યાનજ ધરજો,
એમાં જરૂર નથી કંઈ ધનની. ॥ જય જય ॥ ૨ ॥
અંતરનું સામર્થ્ય જગાડો, અવગુણને તો દૂર ભગાડો;
વૃત્તિ થશે (જ્યારે) નિર્વ્યસનની. ॥ જય જય ॥ ૩ ॥
સ્વરૂપે જઇને સ્થિતિ કરજો, મુર્ધ વિષેનીજ ધ્યાનને ધરજો;
વિનંતી એવી સજ્જનની. ॥ જય ॥ ૪ ॥
( જગન્નાથ )

॥ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥



# આગળથી આશ્રય આપનાર

મન ઓ ... થયું?

## તડકેશ્વર.

રા. નરોત્તમ ફકીરભાઇ વોરા
,, શા. દેવચંદ નાથાજી
,, શા. હીરાલાલ છગનલાલ મોદી
,, મોતીલાલ દામોદર સોની
,, કુવેરજી વનમાળી ઘાંચી
,, ભગવાન પરસોતમ
,, કેશવભાઇ મોરાર
,, શા. દલપત દુલભદાશ
,, પરશોતમ નરસિંહ
,, મણીભાઇ દેવાભાઇ
,, કાળીદાશ મોરારજી ગાંધી
,, બાબરભાઇ દેવાભાઇ
,, ગોવીંદભાઇ ડાહ્યાભાઈ
,, અમીચંદ હંસાજી સોની
,, મગનલાલ રામજી ગાંધી
,, મંછુભાઇ રણછોડ
,, કેશવભાઇ રામજી
,, ડાહ્યાભાઇ નારણજી ગાંચી
,, વનમાળી નરસીંહ
,, વનમાળી કુબેર ઘાંચી
,, મગનભાઇ રણછોડ
,, કેશવભાઇ નાગજી
,, ભાણાભાઈ ઝીણાભાઇ
,, શા. છોટાલાલ વિઠ્ઠલદાશ
,, મગનલાલ ઘનાભાઇ
,, વલ્લભભાઇ નાના સુખડીયા
,, શા. નગીનદાશ જમનાદાશ
,, નાથુભાઇ વલ્લભ
,, મોતીલાલ કુબેર ઘાંચી
,, વનમાળી મકનભાઇ સોની
,, ભવાનીરામ પનાજી સોની
,, કુંવેરજી વલ્લભ
,, હીરાલાલ લક્ષ્મણજી
,, શા. મોતીલાલ પ્રેમાનંદ
,, બાબરભાઇ ગોપાળ
,, નાથુભાઇ બાબરભાઇ
,, વલ્લભભાઈ કેશવ
,, બાબરભાઇ કાળીદાશ
,, પીતાંબર જેવ
,, શા. છગનલાલ ગોવીંદજી
,, શા. રૂપાજી જીતાજી
,, જગાભાઈ નાથાભાઇ
,, પુંજાભાઇ ભીખાભાઇ
,, લાલભાઈ ભગાભાઇ
,, ડાહ્યાભાઈ ભગાભાઇ
,, ધનાભાઇ પ્રેમા મીસ્ત્રી
,, મગન દયારામ
,, લલ્લુભાઇ બેચર
,, નાગર લાલભાઈ
,, નરોતમ રતનજી
,, સોમાભાઈ કાળાભાઇ
,, મોરારજી દુલભ

## લીંડીયાત.

રા. પટેલ અમાઇદાસ રણછોડ
,, પટેલ લલ્લુભાઇ ડાહ્યાભાઇ
,, પુંજાભાઈ નારણજી
,, હરીભાઇ ભીખાભાઇ

## છમુસર.

રા. ગોપાળભાઇ કાલાભાઇ
,, મનોરભાઇ ધના
,, નાથુભાઇ કેશવ

મોદ્રા

,, અચરભાઇ પ્રેમા
,, ખુશાલભાઇ પ્રેમા

**રોશવાડ.**

રા. નરોત્તમ ગોપાળ રોશવાડ
,, ગણેશભાઇ કોયા
,, નાથાભાઇ દેવા
,, મગનલાલ છીતા
,, છીતાભાઈ જેલા
,, બેચરભાઇ કેશવ

**કરંજ.**

રા. શા. છગનલાલ ખીમચંદ
,, લાલભાઇ દાજીભાઇ
,, શા. હીરાજી ચંદાજી
,, શા. કલ્યાણજી નાનચંદ
,, રામાભાઇ ભવાનજી
,, ડાહ્યાભાઇ કુબેર
,, નથ્થુભાઇ વેલજી
,, કુબેરભાઇ ભવાનજી
,, ડાહ્યા પરભુભાઇ
,, છીતાભાઇ પ્રેમા
,, ખુશાલ ભવાનભાઇ
,, પરભુભાઇ નરોત્તમ ધાંચી
,, માવાભાઇ દુર્લભ

**ધર્ણુલી.**

રા. લલ્લુભાઈ પુજાભાઈ પટેલ
,, નાથુભાઇ ગોવીંદ
,, નાથુભાઇ બેચર રૂંઢ

**અળીયાલ**

રા. કાનજીભાઇ રતનજી
,, માવાભાઇ કેશવજી
,, દેવાભાઇ રતનજી

,, કેસુરભાઇ રામાભાઈ

**વિરપોર.**

રા. નાથાભાઈ ગણેશ
,, નરોત્તમ કેશવજી
,, પ્રેમાભાઈ કાળાભાઈ
,, નારણજી રતનજી
રા. લાલભાઇ ભગવાનદાસ વલસાડ
,, લલ્લુભાઇ સુકાભાઇ ખોલવડ
,, લાલભાઈ રધાભાઇ નેત્રંગ
,, ગોમાનજી રતનજી દંત્રાજ
,, ડાહ્યાભાઇ જેરામ ભરથાણા
,, બેચરભાઈ વલ્લભ ,,
,, જમોલભાઇ ભીખાભાઇ સીમોદ્રા
,, ગોપાળભાઇ ગોમાન ચોર્યાસી
,, વલ્લભભાઇ ડાહ્યાભાઈ ,,
,, નાગરભાઈ જેવભાઇ ધળા
,, દુલ્લભભાઇ છીતા ,,
,, કેશવરામ ગંગારામ નોગામા
,, નારણજી રામજી ઓભા
,, પરશોતમ ગોપાળ મોટીસુણેવ
,, ડાહ્યાભાઈ નાથુભાઇ સીમોદ્રા
,, અમાઇદાસ જીણાભાઇ અણીતા
,, ગોમાનભાઇ જીણાભાઇ મોતવાણ
,, ગંગારામ બેચર વાંસબાર નાટાલ
,, નાગજીભાઇ મીઠાભાઇ પારડી કઠોદ્રા
,, પરભુભાઇ ઇચ્છારામ રોહીદ
,, ગોમાન ગંગારામ કુડાદરા
,, છીબાભાઈ માના અમલસાડી
,, ભગુભાઇ ભીખા શોની કરજણ
,, માધવભાઇ રણછોડ ડુંગરા
,, નાથાભાઇ લલ્લુભાઇ ,,
,, રણછોડ માવજી ડિડોલી

છપાય છે ! છપાય છે ! ! [illegible]

# શ્રી શબ્દઉપદેશામૃત.

## ( દ્વિતિયબિન્દુ )

૧ થોડા વખતમાં છપાય બહાર પડશે ગ્રાહક થનારે સત્વર નાંમ નોંધાવવા કૃપા કરવી.

૨ બીજા બિન્દુની કીંમત પણ આ બિન્દુનાં પ્રમાણમાંજ છે. માટે તાકીદે નાંમ નોધાવી પુસ્તકનો લાભ લેશો એવી વિજ્ઞપ્તી છે.

૩ આ પુસ્કમાં વ્યશન સંબંધી કાંઈ પણ ચર્ચા કરવામાં આવશે. નહિ ફકત હરીકીર્તનજ લખીસું.

૪ નાંમ નોંધાવનારે નીચેને સીરનામે પત્ર વ્યવહાર કરવો યાતો રૂબરૂ મળવું.

**શ્રી સ્વધર્મ હિતવર્ધક મંડળ**

**ગોપાળજી ત્રંબકરામ વોરા.**

**હા૦ સી૦ તડકેશ્વર કીમ થઈને.**